શ્રી રણછોડરાય મહારાજની જય

# નૌધા ભક્તિ પ્રેમરસ

અને

## આત્મજ્ઞાન સાર

ભાગ ૧લો



નર્મદાનિવાસી નીરલોભી ભક્ત મહાત્માશ્રી

**લક્ષ્મીદાસજીની આજ્ઞાથી**

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**નાથુભાઈ ડાહ્યાભાઈ પટેલ.**

મુ. કાંઝ. પો સચીન.

પ્રત ૨૦૦૦      આવૃતી ૧ લી



કી. ૦-૧-૦

ચોપડી જોઈએ તો છપલે ઠેકાણેથી મળશે.

## જન ૨૨.

( ગોકુળ વહેલા પધારજો એ રાગ–ધોળ )

લોક હુસારથ પ્રભુ થાયછેરે
રીતે પ્રીતે ભગતોને મળજો લાલ—લોક હુસારથ.
પ્રમાર્થ કરવા ગાંધી નીસરયારે
એવા પરથારથ સૌ કરી તરજો લાલ—લોક હુસારથ.
સતના ઘરમાં વહેલા આવજોરે
વઢવા જાવ તો મારા સમ હો લાલ—લોક હુસારથ.
પ્રેમભાવે ખાદી પહેરજોરે સૌ
ઓછા ખરચે તમે તરસો :લાલ—લોક હુસારથ.
ગદ ગદ કંઠે કહુ છું કરગરીરે
ખાદી પેહરી દુનીયામાં ફરજો લાલ—લોક હુસારથ.
કાયાને રેટીયો એકરૂપ જાણજોરે
રેંટુડો રામનામનો ફેરાવજો લાલ—લોક હુસારથ.
રેંટુડો બ્રહ્માએ બનાવીયોરે
પ્રેમની પુમડી કૃષ્ણની કાંતજો લાલ—લોક હુસારથ.
વીજોગ સંકટ સહેવાતુ નથીરે
પ્રભુજી ભગતોની વારે ધાજો લાલ—લોક હુસારથ.
સુનુ તમો વીના સંસાર મારે
તારા બાળબચ્ચા દુખી થાઇ હો લાલ—લોક હુસારથ
દારંગાની સાથે ના બેસજોરે
નીસદીન એકજ રગમો રેજો લાલ—લોક હુસારથ.
લક્ષ્મીદાસના સ્વામિ સામળારે
એ તો ડાકોરમાં દેખાઇ હો લાલ—લોક હુસારથ.

# ૧ ( ભજન )

## મંગળાચરણ

આવો સંતો પધારો, અમોલા મેમાન
અંતરને વ્હાલે વધાવીએ
આપો આતમ જ્ઞાન, હવે લઈએરે સાર
અંતરને વ્હાલે વધાવીએ
અમ અંતરનું, સ્વાગત સ્વીકારવા
વળી અંતરના પ્રેમને વધારવા
મારે ઘેર પધાર્યા, નિર્લોભી મેમાન
અંતરને વ્હાલે વધાવીએ
અમ સેવકની, અરજ સ્વીકારવા
સુણી સુરતા, મુક્તીપોળ આવ્યા
રામ ધનના વહેપારી. પધાર્યા મેમાન
અંતરને વ્હાલે વધાવીએ
સંત સાદા, વેસે આવનારા
એતો લાગે છે, સરવેને વ્હાલા
એવા દાસ કોઇ વીરલા, આવ્યા મેમાન
અંતરને વ્હાલે વધાવીએ
મને સંસારની, જાળથી ઉગારવા
જ્ઞાનવેણુ બોલી, મન પાછા વારવા

ભવોભવના ભટકણા ભાગ્યા મેમાન
અંતરને વ્હાલે વધાવીએ
નથી કલગીકે હાર અમ દીનના
લક્ષ્મીદાસના મોલ મહા મુલના
કુલશંકરને આવે ઉમળકા જે આજ
અંતરને વ્હાલે વધાવીએ

---

## ( ભજન નં. ૨ )

### ( રાગ ધોળ )

જીરે સંત પધાર્યા ક્યારે જાણીએ
હરખે સૌને દે-જ્ઞાન ઉપદેશ-જીરે સંત પધાર્યા ત્યારે૦ જાણીયે
જીરે ઝેર વેર ને દ્વેષ ઈર્ષા
લોભ માયા મમતા કરાવે ત્યાગ—જીરે સંત૦
જીરે ઉપદેશ દેતાં કંટાળે નહિ
પ્રેમે નવધાનો બતાવે સાર—જીરે સંત૦
જીરે ઉંચ નીચનો ભેદ ગણે નહિ
સૌને એક માને દે બ્રહ્મજ્ઞાન—જીરે સંત૦
જીરે વાડા પાડાના છંદ છોડાવીને
પ્રેમ પંથની બતાવે વાટ—જીરે સંત૦
જીરે સુરતાને આત્મા ઓળખાવીઓ।
એક ઉત્તરમાં દીખાયો બ્રહ્માંડ—જીરે સંત૦

જીરે દાન દક્ષણા કંઈ લેવે નહિ
લેવડ દેવડમાં પ્રેમ ને ભાવ—જીરે સંત૦
જીરે સંત નિર્લોભી કોઇ વિરલા હોઇ
બીજા માયામાં ફરે છપ્પન લાખ—જીરે સંત૦
જીરે હાર કલગી ને પુષ્પે વધાવીયા
પ્રેમ ભાવથી આનંદ ઓચ્છવ થાય—જીરે સંત૦
લક્ષ્મીદાસ પધાર્યા મુક્તિ પોળમાં
કુલશંકરને આનંદ અપાર—જીરે સંત

---

## ભજન ૩.

### (નરસીહ મહેતાની સ્તુતી)

(સુંદર શામળીઆ—એ રાહ)

ગોવરધનધારી, વેગે વહેલા આવો;
અર્જ ઉર ધારી, શુદ્ધી વચનની લાવો
વાટ જોઉ છું તારી હરજી; વહેલા આવો સુણી આ અરજી
જો ના આવે તો તારી મરજી, વચન આપી શીદ કરે ફજેતી;
આવો તો ઝટ વહેલા આવો—ગોવરધન
જાદવસ્વામી જાગો તમેતો, અગણીત ખોડે ભરીયા અમેતો
યાદ ના લાવો પ્રભુ આ સમેતો, વહેલા આવો જો તમને ગમેતો;
છે તમ પર સાચો દાવો—ગોવરધન

# લક્ષ્મી પુજન વિશે માહીતી.

## ભજન ૪

(સુંદર સામલીયા રાગ.)

હાંરે જુવો રણછોડરાય ભકતોની વારે ધાઇ
હાંરે સૌ પ્રેમ કરી-પુજોને સર્વે ભાઇ
લક્ષ્મી પુજન ધન તેરસે થાઇ
સોનું રૂપુ સૌ પુજવાને જાઇ
સમજયા વિના અથડાઇરે—જુવો
સોનું રૂપુ તે નહી લક્ષ્મી કહેવાઇ
માટીની :પેદાસ તે તો માટીમાં જાઇ
રાંમનાંમ ધન પુજાઇ રે—જુઓ

### સાખી

અવીચળ ભકિત પ્રભુતણી. તે સાચી લક્ષ્મી જાણવી
જેઠા કહે ભવબંધન છુટતાં. શીવ સુખ પદવી માંનવી

---

# ગાયનું પુછડું ઝાલે વૈકુંઠ જાય.

તે વીશે ખુલાસો.

## ભજન ૫

તારી ભજન ભલી તરવાર—રણછોડરાયા રે
ભકતી કરે તે જાણે સાર—રણછોડરાયા રે

ક્યાંથી જીવ આવ્યોને ક્યાં રે જવાનો
એનુ ઠામ ઠેકાણું સોધી કહાડ—રણછોડરાયા રે
મન વારોને, જ્ઞાન મીઠી બોલીમાં
જીવ ઓળખે મુક્તિ જાણ—રણછોડરાયા રે
હરી દુવાર જુવો, મુખડામાં મોરલી
વાગે શબ્દ તણો રણકાર—રણછોડરાયા રે
હાથે લાકડીયોને, ખભે કામળીયો
જુઓ ગાયોનો ચારનાર—રણછોડરાયા રે
વચન રૂપી મન પુંછડુ જાલે તો
તે હરીજન પહોંચે પાર—રણછોડરાયા રે
નીશ્ચે હરીની ગાથો નવસો નવાણું
લક્ષ્મીદાસના સ્વામી વહારે ધાય—રણછોડરાયા રે

---

## (ગુરૂની ભ્રાનતી વીશે.)

### રાગ ભરથરીનો—ભજન ૬

સાચારે સંતો સેવતા—નુગરો સુગરો થઇ જાઇ રે
સ્વારથી ઘણા માયામાં ફરે—જગમાં જુઓ છપ્પન લાખ રે
માટે ભજો શ્રીરણછોડરાયને
માતા દેવીને પીતા ગુરૂ રે—જુવો સાઉ વેદમાંહી રે
સેવા કરી સરવણ ભકતએ—તે તો ઉતર્યો ભવ પાર રે

માટે ભજો શ્રીરણછોડરાયને
પુત્ર પુત્રી તો દુખી થયા–જુઓ ચાર દીસા માંહી રે
આતમ જ્ઞાન થયારે વીના–મુકતી કદી નહી થાય રે
માટે ભજો શ્રીરણછોડરાય રે
જ્ઞાની સંત કોઇ આવીરે મળે–આપે બ્રહ્મજ્ઞાન સાર રે
માતપીતા ને ગુરૂ જાણજો–સેવી ઉતરો ભવ પાર રે
માટે ભજો શ્રીરણછોડરાયને
કહે લક્ષ્મીદાસ નીશ્ચે કરી–ઓળખો આતમ રાય રે
હરીજનો સૌ ભાવે બોલજો–કહેજો જે શ્રીકૃષ્ણભાઇ રે
માટે ભજો શ્રીરણછોડરાયને

સાખી

સાધુ સંતનો ધર્મ હે, પેટ જેટલી વેઠ
જે કોઇ રાંમ ધન લુંટતા, તે જીવ પહોંચે ઠેઠ.

---

# ( જાત્રા ત્રીર્થ વીશે ખુલાસો. )

ભજન ૭

એવો અભાગી કોણ છે રે—જેણે ભજનના ભાવે
ભુમીનો ભાર ઉઠાવે રે—જેણે ભજનના ભાવે
સંત બ્રામણ ધારે તો–જગતને તારે, લોભીયા ડુબેડુબાવેરે–જેણે
જ્ઞાન ગંગામા હરી જણ નાવે–પાંણી વારોગોઠા ખાવારે–જેણે,

આતમા ચીનો તો મુકતીરે થાય છે--ભણેલા બહુ ભટકાય છે રે ,,
મુખ વાણીમાં ગીતા ગવાઈ છે—પોઠા તે ઠોઠા કેવાય છે રે ,,
આતમા વીશ્વનાથ કાયા કાસીમો—બનારસ જઈને મુડાયછે રે ,,
જ્ઞાન ગંગા વહે હરી દ્વારમો—દ્વાર છોડી બીજે ગામ જાયછે રે ,,
મુકતીનો દ્વાર તો ઉતર ખંડમા—પહાડોમાં જઈ અથડાયછે રે ,,
વાણી વંદ્રાવન જ્ઞાન ગોકુળમા—મન મથુરામા જાય છે રે. ,,
સરસ્વતીતો વીધ્યા કહેવાઇ છે—સીધપુર ખાળી જાઈ છે રે. ,,
જ્ઞાન ગયામા પીત્રુ સેવા થાઇ છે—ગયાજી નકામા જાઇ છે રે ,,
લક્ષ્મીર દાસ ગાય મુખ મોરલીમાં ઇકોતેરતરી જાઇછેરે—જેણે

---

## ભજન ૮

(રાગ મનમાયાના કરનારા.)

હાંરે મન વિચારીને, મીઠા બોલ બોલોરે
જે સમજે તેને, વાગે જ્ઞાન ગોળો
મોગો મનસા દેહ તારે, હાથ આવ્યો છે તેણે અજ્ઞાનાન
મોતમે સીદ રોળો
આત્માનુ રૂપ કેવું, ભેદ નથી જાણતો
તેતો મનુસ્ય રહો છેક ઢાલોરે—જે સમજે તેણે
દેખાદેખી ભક્તિ કરે, તેણે કહીએ આંધળો
જ્ઞાન ગંગા મેલી, બહાર સીદ દોડો
મોહ માયામાં રહે, કહ્યુ નવ માણે

કુંઠ પાર પડી કાયા વાંસ પોઢોરે-જે સમજે તેણે
એક સોનુ તો સોળ સત્તરે વેચાઇ છે
ને નેશનલ તો બાવીસનો તોલો
એમ જ્ઞાની અજ્ઞાનીની કીમતના કીધી
તેથી લોભ માયા મોતમે ડોલેરે-જે સમજે તેણે
કહે લક્ષ્મીદાસ તમે-સંતોસી થઇને
ફરતા ફરતા હરી હરી બોલો
અંતરના પડદાવો પ્રેમ ભાવે ખોલો
મારો રાય રણછોડ છે કાળોરે-જે સમજે તેણે

---

## જુનો ધર્મ એટલે સનાતન ભકતી.

### ભજન ૯

(રાગ એક તારો.)

જુના ધરમ લો જાણી મારા સંતો, જુના ધરમ લો જાણી હોજી
જુના ધરમમાં હરીની ભક્તી, નવા ધરમમાં ગોટાળા હોજી
નવા ધરમમાં ચોર્યાસી ફેરા, એનો ના જોયો કોઇએ છેડો
મારા સંતો જુનાં
પ્રેમ ભકતીને હરી વશ થાય જુવોને વેદ પુરાણે હોજી
જ્ઞાન ગંગા ઘેર વસે છે. મનથી લોને માની મારા સંતો
કરમ કાંડમાં દુઃખ છે ભારી, જ્ઞાનથી લોને વિચારી હોજી

મુકતીની વાતો કોઇ વિરલે જાણી, સતસંગ કરી લો
માની મારા સંતો
ચોર્યાસી ફેરા તારા છુટી જાસે, આતમ રૂપ ઓળખાશે હાજી
લક્ષ્મીદાસ કહે રણછોડ ચરણે, જનમ મરણ મટી જાસે
મારા સંતો

---

(ભજન ૧૦)

(કેદારો રાગ.)

નામ સુધારસ જે જન ચાખે, કાળ ના આવે પાસેરે,
જ્ઞાન રુપી અજવાળું થાતાં, ઝટ અંધારૂં નાસેરે
ખટરસ સેવી અજ્ઞાન ચાલે, અંતે રડી રડી મરતારે
ભજન સુધારસ આનંદ આપે, સહુ દુખ એ છે હરતારે
સંત મહંતનું જીવન એ છે, દુખિયાંને વિસામો રે
ભવ રોગીનું ઓસડ મોઘું, કિમિયો કિમતી જાણોરે
જે પીએ તે પૂરી નવ આવે બીજું કંઇ નવ ભાવેરે
દુનિયામાં દુનિયાથી ન્યારો, કો તોલે નવ આવેરે
શોક મોહ સંતાઇ જાતાં, આનંદ અર્ણવ રેલેરે
આપ મહિં સમરસ થઇ સાધુ, આપ વિષે નિત ખેલેરે
એ લજ્જત સનકાદિક જાણે, જાણે નારદ જોગીરે
શુક ઉદ્ધવ તુંવર ઋષિ જાણે, શિવ કૈલાસ ભોગી રે
વ્રજ વનિતા એ રસ જાણે, સરસ્વતી કોઇ જોગણરે
રંગ અભાગી મટકાં મારે, માગનરે પ્રભુ તુજ દુવારે

## ભજન ૧૧

### ગઝલ

જુવો સંસાર છોડી છટકયા, છતાં જગનાથ ના જોયા,
બની બાવા બધે ભટકયા, છતાં જગનાથ ના જોયા.
બનારસ દ્વારકાં બદ્રી, ગયા ગોકુળ મથુરામાં,
અયોધ્યા આવીને અટકયા, છતાં જગનાથ ન જોયા.
ગુફા ગિરનારની ખોળી, હિમાલય ગામ હરિદ્વારે,
ફરિને ટાંટીઆ ફટકયા, છતાં જગનાથ ના જોયા.
અતિ તપ તાપમાં કીધું, ઘણું દુઃખ દેહને દીધું,
જુવો ઉંધે શિરે લટકયા, છતાં જગનાથ ના જોયા.
નદીના નીરથી ન્હાયા, કસી ઉપવાસથી કાયા,
પુજામાં પ્રાણ તો પટકયા, છતાં જગનાથ ના જોયા.
થયા જોગી જટાધારી, વિભુતિ ભાવથી ચોળી,
મરણ ભયથી નહિ ભટકયા, છતાં જગનાથ ના જોયા.
પઢયા પુરાણ રામાયણ, મહાભારત ભણ્યા ભાવે,
લોભ અનીતિથી નહિ અટકયા, છતાં જગનાથ ના જોયા.
કહે શંકર તપાસી જો, હૃદયમાં હરી રાચે છે,
નકામાં ભવ વિષે ભટકયા, છતાં જગનાથ ના જોયા.

# સાથે શું લઈ જઈશ ?

## ભજન ૧૨.

—: ગઝલ :—

ચીવટ રાખી હરિ ભજને જગત જળ ઝાંઝવા જેવું;
જમાવેલું પડયું રે'શે, નથી સાથે કશું લેવું !
મગન મનમાં નહિ થાતું, અરે ! દિન એક તો મરવું;
છતાં ક્યાં લાગ જાવા દે ? પ્રભુનું નામ લઈ તરવું !
સગાં વ્હાલાં લઈ સાથે, નથી તું ભાઈ ! જાવાનો;
સકળ ધન તો ધર્યું રહેશે, પછી ત્યાં શું બતાવાનો ?
ભરી લે ભક્તિના લાડુ; આગળ એ કામમાં આવે;
પછી ના રાખ તું શંકા, ખજાને ખોટ ના જાવે !
લખી લેજે રહય શંકર, તણી આ શિખ છે સારી
સફળ તો થાશે જન્મારો રટણ કર કૃષ્ણ ગિરધારી !

# મોહક મુરલી !

## ભજન ૧૩.

(દાસપરે દયા લાવોરે—એ રાહ.

મોહક મુરલી વાગીરે ! ( ૨ )

મોહન વરની–મોહક મુરલી વાગી !
સૂતી'તી શાન્ત બનીને, નિદ્રામાં નાદ સુણીને;
રજનીએ ઝબકી જાગી જાગીરે ! મોહન વરની૦
સૂનાં ઘરબાર છોડી, મુરલી સાંભળવા દોડી,
લગની લાલાની લાગી લાગીરે ! મોહન વરની૦
આધારે ચાલી સ્વરને, ભેટી હું ભૂધરવરને;
આ ભવની ભાવટ ભાગી ભાગીરે ! મોહન વરની૦

---

# પસ્તાવો !—અંત વખતે

## ભજન ૧૪.

( ઓધવજી સદેશો કહેજો શ્યામને–એ રાહ. )

ત્રીકમજી તારો છે મારે આશરો
નેહ નજરથી નિરખો નટવરલાલ જો;
ભવસાગરમાં ભુલો ભટકું ભૂધરા,
શરણે લેજો જાણીને નિજ બાળજો ! ત્રીકમજી.
નામ કદી નારાયણનું લીધું નથી,
નથી કર્યું મ્હેં પરોપકારી કામ જો;
જપ તપ તિરથ દાન ધર્મ કીધાં નથી,
માફ કરો રાધા વર શ્રી ઘનશ્યામજો ! ત્રીકમજી.

માયામાં હું મસ્ત બનીને મ્હાલતો
હું પદમાં શ્રી હરિ વિસાર્યો છેક જો;
ધામ, ધરા, ધન કાજ કપટ કૈં કૈં કર્યાં,
ભજ્યા નહિં જગદીશને પળ એક જો ! ત્રીકમજી.
ધનવંતાને માન દઇ બોલાવતો
નિર્ધન જનનું કરતો હું અપમાન જો;
મેળવવાને મોજ બહુ ધન વાવર્યું,
નાચ રંગમાં રોજ રહ્યો ગુલતાન જો ! ત્રીકમજી.
સંત જનોની સેવાથી અળગો રહ્યો,
નથી કર્યું મ્હેં જ્ઞાન સુધારસ પાનજો;
કામી થઇને કર્મ કર્યાં મ્હેં કૈં કુડાં,
થરથર કંપુ જયારે આવ્યું ભાન જો ! ત્રીકમજી.
અપંગ જનને આશ્રય મ્હેં આપ્યો નથી,
દેશ હીતનું કાર્ય કર્યું નવ એકજો;
ખર મિત્રોની મોજ મહીં ધન વાવર્યું,
યૌવન મદમાં છકયો હતો હું છેક જો ! ત્રીકમજી.
દેવ તણું દર્શન જાતાં પગ દુઃખતા
ભજન મંડળમાં નવ લીધો મેં ભાગ જો,
નૃત્ય અને નાટકમાં સૌ પહેલો જતો,
ખોયો મ્હેં શ્રીનાથ સ્મરણનો લાભ જો ત્રીકમજી.
અવિનાશી અરજી તો અંતરમાં ધરો

ભક્તિ માગુ ભવતારક ભગવાન જો;
શંકરના સ્વામિ સદ્દબુદ્ધિ આપજો,
તુજ ઇચ્છાથી ટળે સકળ અજ્ઞાન જો ! ત્રીકમજી.

---

## અજ્ઞાનની કર્કશાનો કંથ !



### ભજન ૧૫.

—: ગઝલ :—

પુરાણાં પાપ જો જાગે, મળે છે કર્કશા નારી;
અમારી જીંદગી લાગે, ખરેખર ! ખારથી ખારી ! પુરાણાં.
ઉદય થાયે અરૂણનો કે, ઉગે ઉર કલેશ અબળાને;
તપી પોતે તપાવે છે, જીગરમાં ઝખમ કરનારી ! પુરાણાં.
કુશબ્દો સાસુને ભાખે, નણંદથી સ્નેહ ના રાખે;
નીતિને નીરમાં નાંખે, પતિને પણ પજવનારી ! પુરાણાં.
શ્વસુરને શાપ આપે છે, દિયરને દાબમાં રાખે;
ગણે ના જેઠ જેઠાણી, જરા ના લાજ ધરનારી ! પુરાણાં.
ગધેડી ગર્વથી ગર્જે, બિચારાં બાળને મારે;
પડોશી સાથ લડવાને, બને વિકાળ વઢનારી ! પુરાણાં.
નિશાએ નાથને કનડે, કરે ફરિયાદ સર્વેની;
કરે શું ! કંથ કર્મભાગી ! ફરે તલવાર બે ધારી ! પુરાણાં

કરી આખો દિવસ ધંધો, ધણી આરામ ઇચ્છે ત્યાં;
કલેજુ કોરતી કુબજા! વચનનાં બાણુરે મારી! પુરાણું.
શિખામણ સ્વામિ જો દેશે, કહેશે જૈ કુવો પૂરૂં;
અગર આપો અફીણ ખાઉં, કહી ભય આપતી ભારી! પુરાણું
સુવા દે શેજ ના સુખે, જગાડે જામિની આખી;
પ્રભાતે કંથ પરવારી, જશે કે, નીંદ લેનારી! પુરાણું.
સુખી છે કે, દુઃખી સ્વામિ, નથી દરકાર દારાને;
અરે! એ વંતરી વળગી, પતિનું રકત પીનારી! પુરાણું
ભલો ભરથાર શિર કુટે! "ડરે છે ભુત ભુંડાથી;"
પડી તે ટેવ ના જાએ, કરીને લગ્ન જખમારી! પુરાણું.
પ્રભુ જો પત્નિ આપો તો, સગુણી સોંપજો ભારી
નહિં તો નાથ! ઇચ્છુ છું, કુંવારી જીંદગી સારી! પુરાણું.

---

## ભજન ૧૬

( છંદ. )

( સ્વદેશની સેવા વિશે, આત્મા એક છે. )

સ્વદેસની સેવામા સુરા, પરોપકારી રહે છે પુરા
પર ઉપકારી પુરા કહાવે, જે બોલે તે તુરત બજાવે
નહી પથ્થર તે જવેર જેવા, જનુની જણે તો જણ જન એવાં
દયા તણો દરીયો છે દાતા, અભીયા ગટ ઉપર જેનો પ્યાર

ભુખ્યાને ભોજણુ જે પાતા, અપંગનો આધાર
ભુધરની ભકતી મન ભાવે, ગાતા તેનુ ગાન
કામ ક્રોધ મદ માયા ત્યાગે, જ્ઞાન વીસે રહે ગુલતાન
જ્ઞાન વીસે નીત ગુલતાન રહેતા, હરદમ હરીનુ નામ સુમરતા
સૌપર સરખો પ્યાર બતાવે, ભુધરની ભકતી મન ભાવે
જનુની જણુતો જણુ જન એવા, લેખ લખે તે અમરીત જેવા
લેખ લખી સંસાર સુધારે, જેણે અંતર જ્ઞાન વધારે
અંતર આત્મજ્ઞાન રહે છે, સાચી વાતો જગમાં કહે છે
સ્વદેસની કરતા તે સેવા, જણુની જણે તો જણુ જન એવા

---

## ભજન ૧૭

### ( મીરાંબાઈનું સીધ્ધાંત )

( મુખડાની માયા લાગીરે ) એ રાહ.

ખોટે રીઝુ નહી લગારીરે—હો માડી મારી,
સાચુ કેમ દઉ વિસારીરે—હો માડી મારી.
સંસારીનું સુખ શાનું, એ છે માયા કેરૂં બ્હાનું,
તેને કેમ સાચુ માનુંરે—હો માડી મારી—ખોટે.
જન્મ મરણ દુખ મોટુ, માયામાં લપટાવું ખોટુ,
તેહ માયામાં નહી લોટુરે—હો માડી—ખોટે.
સંસારીને મરવું ખરે, તેથી તો રંડાવું પડે,
રંડાપાનું દુઃખ નડેરે—હો માડી—ખોટે.
હાથ હરી હાથ માંહી, જેને કદી મરવું નાંહી
અખંડ હેવાતણુ રહુ સાહીરે—હો માડી—ખોટે.

# પતીની સેવા કરે તે સતી



## ભજન ૧૮

### —: ગઝલ :—

(સતિ વિષે ખુલાશો.)

અમે આ દેહ ધારી છે, અમારા કંથના માટે;
વળી માયા વધારી છે, અમારા કંથના માટે ! અ૦
પિયર પળમાં તજીદઇને, સુભાગી સાસરે આવ્યાં;
રમત સરવે વિસારી છે, અમારા કંથના માટે ! અ૦
પિતાથી લાડ કરતાં'તાં, પજવતાં માતને ભારે;
હવે બુદ્ધિ સુધારી છે, અમારા કંથના માટે ! અ૦
કહ્યું ના કોઈનું કરતાં, અતિ ઉન્મત્ત થઇ ફરતાં;
હવે તો લાજ ધારી છે. અમારા કંથના માટે ! અ૦
જુનાંની પ્રીત તોડીછે, નવાંથી સ્નેહ જોડીછે;
ગરવની ગાંઠ વાળી છે, અમારા કંથના માટે ! અ૦
તુંકારા સાસુના ખાધા, નણંદના બોલ સાંખ્યા છે;
ક્ષમાની ઢાલ ધારી છે, અમારા કંથના માટે ! અ૦
પરાધીન પિંજરે રહીને, હશે કદી કષ્ટ કે વેઠયું;
ઉદાસી ટેવ ટાળી છે; અમારા કંથના માટે ! અ૦
પતિની સેવ છે સાચી, રહી નિજ નાથમાં રાજી;
અનીતિ તો અકારી છે. અમારા કંથના માટે ! અ૦

ધરી શણગાર શુભ અંગે, ઠમકતી ચાલ ચાલીને;
શરીર શોભા વધારી છે, અમારા કંથના માટે ! અ૦
કહે તે કંથ કરવાનાં, પતિને દેવ ગણવાનાં;
અડગ એ ટેક ધારી છે. અમારા કંથના માટે ! અ૦
પતિનાં સુખમાં સુખીયાં, પિયુના દુઃખમાં દુઃખીયાં;
સરસ રીત એ સ્વીકારી છે, અમારા કંથના માટે ! અ૦
પતિનું આંસુ પડે ત્યાં, અમારૂં લોહી આપીશું;
પતિવ્રત માળ પ્હેરી છે, અમારા કંથના માટે ! અ૦
વરતી આવી જે જણ કરશે, તે તો હરીવરને મળશે
ભક્તિનું કહયું કરે છે, જનમ મરણ ટળે છે.

---

## કીરતન. ૧૯

### ( હવે મને હરી નામથી નેહ )

### ( નરસીહમહેતાની સ્તુતી )

પ્રભુ તારા નામની લેહ એક લાગી
હું બેઠો છું સંસાર વહેવાર ત્યાગીરે—પ્રભુ
સગાંરે સંબંધીની માયા નકામી છે, સ્વાર્થ તણી સર્વ માયા
હંસો ગયારે પછી ઘડી ન સંઘરે, મળ મુત્ર ભરેલી આકાયારે—પ્રભુ.
ધન અને ધામ સઊ પડી રહેવાનાં, અંતે ન આવે સાથે કાંઇરે
પુત્ર પૌત્રાદીક સઊ મોહની મીઠાશો. પડી રહેવાનું તે અહિંરે—પ્રભુ.
મોહ મમતાંમાં પ્રાણી અમથા ફસાએ, ખાલી કરેછે મારૂ મારૂ
માયા જાળ એ તો નર્કંનો રસ્તો, શીવ પદ દાતા નામ તારૂંરે પ્રભુ.

# પ્રકરણ પહેલું.

---

નરસિંહ મેહેતાએ ધર્મશાળામાં આવી ભગવાનની મુર્તીની શેવા કરી આર્તી કરી ભગવાને આપેલી તાલ બજાવી ઈશ્વર સ્તુતી કરવા માંડી.

## ભજન ૨૦ સ્તુતી.

(વારે ધા વીઠલા વ્હેલો) એ રાહ.

સાહ્ય કરો શ્રી કીરતારી, નથી ઠામ દુઃખ એ ભારીરે;
સ્તુતી ઉચરીએ તારી. સાહ્ય.
ભાઇ ભોજાઈએ ઘરમાંથી કાઢયો, કીધો ધર્મશાળે વાસ;
ભલુ થજો તેનું ભજન થશે, પોહોચશે મનની આશ.
છુટી જંજાળ સંસારની. નથી.
મંદીર માગુ વસવા માટે, આ મુર્તી પધરાવું નાથ;
ભાવેથી તુજ ગુણ નીત્ય ગાઉ, સંત વેરાગીની સાથ;
માયા સૌ લાગે અકારી. નથી,
સ્તુતી સુણી પ્રહલાદની રશીયા, સ્થંભે જઇને નાથ;
ચીરપુરી પંચાળીનાં થકવ્યો, સર્વે કૌરવનો સાથ;
તેમ વ્હાર કરો આ વાર. નથી.

નરસીં મહેતાની સ્તુતી સાંભળી ભગવાને અક્રૂર અક્રૂર કહી સામટા સાદ કર્યા.

જુનાગઢ જાવ, નરસીંહ મહેતાને મંદીર અપાવી આવો.

## નરસીંમહેતા કેદારો રાગ ધરણીધર મહેતાને ત્યાં તલાજાગામ ઘરેણે મુકી રૂપીઆ એકસઠ લાવે છે તે વીશે વારતા.

તલાજે જઈ ધરણીધર મહેતા પાસે રૂપીઆ ૬૧) માગ્યા ત્યારે ધરણીધર મહેતાએ પુછયું કે રૂપીઆનું શું કામ છે ?

મેહેતાએ કહ્યું કે એક બ્રાહ્મણની પુત્રીને કન્યાદાન દેવું છે તેને આપવા છે. ધરણીધર મહેતાએ કહ્યું કાંઇ અવેજ બવેજ લાવ્યા છો ? નરસીંહરામે કહ્યું અવેજ તો નથી. ધરણીધર મેહેતાએ કહ્યું અવેજ શીવાય હું કોઇને રૂપીઆ આપતો નથી. નરસીહરામે કહ્યું અવેજ તો નથી પણ કેદારો રાગ જે મારા ભગવાનને ઘણો પ્રિય છે તે રાગ તમારે ત્યાં ગીરો મુકું અને તમને રૂપીઆ આપ્યા શીવાય તે રાગ ગાઇશ નહી.

નરસીંહરામની પરોપકાર બુદ્ધિ જોઈ, ઈશ્વર ઉપર આકીન રાખવાવાળા હરી ભગત ધરણીધરે તેને મનથી નથી ધન્યવાદ આપ્યો અને વગર અવેજે રૂપીઆ આપવા કહ્યું. નરસીંહરામે તે માન્યું નહી ને કેદારો લખીઆપો કાગળ ધરણીધર મેહેતાને સોંપ્યો,

કાગળમાં લખ્યું કે : કેદારો રાગ ધરણીધર મેહેતાના રૂપીઆ શાહુજોગ લીધા છે તે વ્યાજ દોકડા સાથે આપ્યા

શીવાય મારે ગાવો નહી એ પ્રમાણે લખેલો કાગળ ધરણીધર મેહેતાને સોંપી સાઠ રૂપીઆ લઇ જુનાગઢ પોતાના મંદીરમાં આવ્યા, અને બ્રાહ્મણ રૂપ ભગવાન અને લક્ષ્મીજી ને તે રૂપીઆ આપી પગે પડયા. ભગવાને હાથ ઝાલી ઉઠાડયા અને તેને આશીશ આપી વીદાય થયા.

રસ્તામાં ભગવાને લક્ષ્મીજીને કહ્યું જોયો મારો ભકત નો પ્રેમ? લક્ષ્મીજી કહે પ્રેમ તો જોયો છે, ફકત તેની વૃતી અને નેમ જોવાનો છે. ભગવાન કહે તે જોશો ત્યારે ખાત્રી થશે કહી વૈકુંઠમાં ગયા.

---

## નરસીંહ મહેતાની સ્તુતિ.

### સુરતા અરજ કરે છે આપો દર્શન પ્રેમે હરજી રાહ.

### ભજન ૨૧.

હુંડી સ્વિકારજોરે વાહાલા શેઠ બનીને વરજી.
લજ્જા રાખજોરે વાહાલા સુણી પામરની આ અરજી;
શ્રાદ્ધ સરાવી મુજ તાતનું કીધું મોટું કામ,
મારા રૂપે આપ પધાર્યો, કાઢયું મોટું નામ—હુંડી૦
શામળશા પરણાવ્યો પોતે રાખી નહી કાંઇ નુન્ય,
એવી રીતે હુંડી સીકારો, કરૂ તુજ નામની ધુન—હુંડી૦
સત્ય વચને શામળીયો આવ્યા કરવા સેવકનું કામ;
વચને પળીને હુંડી સ્વીકારો મોટી છે તુજ હામ—હુંડી૦

# નરસીંહ મેહેતાના ગોરની વાર્તા.

## પ્રકરણ બીજું.

### ભગવાન નરસીંહનું રૂપ લઈ આવ્યા.

મેતી કહે ગોરને તેડી લાવો—મેહેતીના ટુંકારા હુંકારા સાંભળી ભગવાન ગોરને તેડવા ચાલ્યા તે ગોરના ઘર આગળ આવ્યા ત્યાં ગોરે ભગવાનને નરસીંહરૂપે જોઈ તેના છોકરાને કહ્યું છોકરા કમાડ દઈ દે કમાડ દઈ દે? ગોર કહે નરસઈઓ ટીલવો આવ્યો છે તે ઝોડ જેવો ખાલી ખોટી કરશે.

ગોરના અંતરની વાત ભગવાને જાણી લીધી અને ગોરને કહ્યું ગોર માહારાજ પધારો? ગોર કહે કયાં, અલ્યા નરસંઈયા ટીલવા? મેહેતા કહે મારા બાપનું શ્રાદ્ધ છે માટે સરાવા ચાલો. ગોર કહે ત્યારે વણુસીધર શ્રાદ્ધ કરે છે તે કેવું ને તું કરે છે તે કેવું? એક બાપને સો દીકરા હોય તો સોએ જણ શ્રાદ્ધ કરતા હશે કે? ને ગોર કાંઇ સો ઠેકાણે ફરતા હશે કે? હું તો વણુસીધરને ઘેર જઇશ.

મહેતા કહે મહારાજ તમો વણુસીધરને ઘેર તો વરષો વરસ જાઓછો ને હુંતો આણુજ શ્રાદ્ધ કરૂંછું માટે પધારો તો સારૂ. ગોર કહે વણુસીધરને ઘેરથી તો બાર મહીને પાંચ પચાસની મતા મળે છે, ત્હેં કોઇ દહાડો રાતી પાઈ પણ આપી છે? રૂપીઆ પચીસ આપવા કબુલ હોય તો તારે ત્યાં આવું.

મહેતા કહે મારા ગરીબનું પચીસનું ગજું છે ? પણ જે મળશે તે આપીશ પુલ નહી ને પુલની પાંખડી. ગોર કહે તારી ફુલની પાંખડી રાખ્ય તારા ઘેર ત્યારે વણસીધરને ઘેર જાઉં કે દસ પંદરની મતા તો મળે ? મેહેતા કહે ગોર માહારાજ તમારે તો સરવેને સરખા ગણવા જોઇએ. સૌ સૌના ગજા પ્રમાણે સૌ આપે. તાલેવન યજમાન કાળે કરીને ગરીબ થાય ને ગરીબ તાલેવન થાય માટે કાંઈ વીચ્યાર કરો ને મારે ઘેર પધારો.

ગોર કહે એ તો જાણ્યો તને જાણુમાંનું છાંણુ થયો છે તે ! જા તારા ભીખારીને ઘેર નથી આવતો. મેહેતા કહે ત્યારે મારે ત્યાં શ્રાધ્ધ કોણ સરાવશે ? ગોર કહે કોઇ રસ્તાના જનારને બોલાવી સરાવી લેજે મેહેતા કહે હું ગમે તેને બોલાવીને સરાવું તો ખરો પણ તમે પાછળથી કહેશો કે હું ગોરને મેરા લગતા હે ત્યારે ? ગોર કહે જા અલ્યા ટીલવા હું અત્યારથી તારો ગોર નહિ ને તું મારો જજમાન નહી. મેહેતા કહે મોંઢે બોલ્યું કામમાં ના આવે લખી આપો કાગળ ઉપર.

ગોરે છોકરા પાસે ખડીઓ કલમને કાગળ મંગાવી લખી આપ્યું કે નરસઇયો અત્યારથી મારો યજમાન નહી ને હું તેનો ગોર નહી એ પ્રમાણે લખી કાગળ બારીએથી ફેંક્યો કે તે કાગળ ભગવાને ઉપાડી લીધો અને કહ્યું ગોર

માહારાજ જીવતો શુધ્ધીમાં છે ને? ગોરે કહ્યું હા શુધ્ધીમાં છે. મહેતાએ કહ્યું લખ્યું તે બાપના બોલ સાથે કબુલ છે ને; ગોર કહે હા બાપના તો શું પણ બાપના એ બાપના બોલ સાથે કબુલ છે. કાન ખજુરાનો એક પગ ભાગ્યો તો એ શું ને એક પગ આખો તો એ શું?

ભગવાન કાગળ લઈ રસ્તે પડયા ગોરે તમાશો જોવા પોતાના છોકરાને પાછળ મોકલ્યો અને કહયું જોને ફોચો એના બાપનું શ્રાધ્ધ સરાવે છે! પ્રભુ રસ્તામાં જાય છે એક હળ ખેડુ સામો મળ્યો તે નરસીંહભકતને જોઇ હળ નાંખી ચરણમાં પડયો, અને કહયું આજ સવારમાં કોઈ સારાનું મ્હોં જોયેલું જેથી પ્રભુના પરમ ભકતનાં દર્શન થયાં.

મેહેતાએ કહયું ભાઇ તમે શી જ્ઞાતિ છો? હળ ખેડુ કહે મહારાજ બ્રાહ્મણ છું કાંઇ કામ શેવા? મેહેતા કહે મારા બાપનું શ્રાધ્ધ છે માટે સરાવા ચાલો. ખેડુ કહે માહારાજ હું એકે અક્ષર ભણ્યો નથી. ભગવાને કહયું કંઇ ફિકર નહી. હળ ખેડુ કહે ત્યારે ચાલો કહી હળ નાંખી દઈ મેહેતાની સાથે ગયો. પેલા ગોરના છોકરે જોયું અને વીચાર કર્યો આ હળ ખેડુ શું એના બાપનું શ્રાધ્ધ સરાવશે અને દહાડો વાળશે.

ભગવાને હળ ખેડુને લઇ ઘેર આવ્યા અને મેહેતીને કહયું ગોરને બેસવા ઘરમાંથી પાટલો લાવો? (મેહેતી મન

સાથે વીચાર કરે છે કે પાટલા ક્યારે વસાવ્યા છે તે માગતા હશે ?) મેહેતા કહે ચાલો ઝડપ કરો વિચાર શું કરો છો ? ઉતાવળ કરો આજે કોઈ કામમાં ઢીલ ન રાખવી જોઇએ ઝડપ કરો પાટલો લાવો.

મેહેતી ઘરમાં જુવે છે તો સોનાનો પાટલો પડેલો દીઠો તે લાવી ગોરને બેસવા માટે આપ્યો ને પોતે સરાવા બેસવાની તૈયારી કરવા માંડી ત્યાં નાગરોએ વીચાર કર્યો કે: ચાલો નરસીંહ સરાવતો હશે તે જોવા જઇએ. ટીખળી નાગરો ટોળે મળી નરસીંહરામને ઘેર આવ્યા.

નાગરો—મેહેતાજી જયશ્રીકૃષ્ણ.

મેહેતાજી—જયશ્રીકૃષ્ણ પધારો ? પધારો ?

મહેતાએ ગોરને કહ્યું મહારાજ હવે શ્રાદ્ધની ક્રિયા શરૂ કરો. ગોર કહે બાપજી મેં તો તમને પેહેલેથી જણાવ્યું છે કે હું તો એકે અક્ષર ભણ્યો નથી. મેહેતાએ કહ્યું કાંઇ ફીકર નહી, નાગરો કહે નરસઈયા ! આવું ઓડુ ક્યાંથી લાવ્યો છું ઓડુ ? કોઇ સાધુ ભણેલો નથી સાધુ ? કહી મશ્કરીઓ કરવા માંડી, ત્યાં ભગવાને માહારાજને કહ્યું ગોર માહારાજ "રાધાકૃષ્ણ ગોવિંદ" કહો ? ગોરે "રાધાકૃષ્ણ ગોવિંદ" કહ્યું ને ભગવાને પોતાની ટચલી આંગળી ગોરની જીભના ટેરવા ઉપર અડાડી કે સરસ્વતી દેવી ગોરની જીભ ઉપર બેઠી. સરસ્વતીનો વાસ થયો ત્યાં ચારવેદ ખટ શાસ્ત્ર,

અઢાર પુરાણુ ખડાં થયાં અને માહારાજે શાસ્ત્રોચ્ચાર કરવા માંડયા. આ હળખેડુને શાસ્ત્રોચાર કરતો જોઇ નાગરો સૌ વીસ્મય પામ્યા.

શ્રાદ્ધ સારવાનું કામ પુરૂ થયું અને ગોરે માહા દક્ષણા માગી તેજ વખતે ખરા મોતીનો નવલાખ રૂપીઆનો હાર ગોરના ગળામાં પેહેરાવ્યો. અને પેલા જુના ગોરના છોકરાને એક મોહોર દક્ષણા આપી.

ગોરના છોકરાએ વીચાર કર્યો કે ઘેર જઈ બુઢીઆને એવો ટીચું કે ફરી કોઇને લખી આપે નહી કે હુ તારો ગોર નહી ને તું મારો જજમાન નહી એવો વીચાર કરી શ્રાદ્ધના પીંડ સુધી પ્રભુએ નરસઇની ઇકોતેર પેઢીઓ તારી દીધી. મુઠીએ મોહોરો દક્ષણામાં વેંહેચી નાગરોને સંતોસ્યા અને નરસીંહ મેહેતાનું જનમનું મેહેણું ભાગ્યું, અને મેહેતીનો લ્હાવ પુરો કર્યો.

ધન્ય છે નરસીંહરામ તમારી ભકિતને કે જે ભકિતને વશ થઇ ભગવાને આવાં કામ કર્યાં છે, તો વાંચકવૃંદજો એક નીષ્ટાથી તમો ભક્તિ કરશો તો તમારી મન ઈચ્છા ભગવાન કેમ પુરી નહી કરે ?

ગોરના છોકરે ઘેર જઇ ગોરને લખી આપવા સંબંધી ઘણો ઠપકો આપ્યો અને નરસીંહરામે કરોડો રૂપૈયા ઉડા વ્યાની વાત કહી ડોસે કહ્યું હવે શું કરવું છોકરો કહે શું

કરવું શું ? એ ભગવાનનો ભક્ત છે માટે બોલ જવા નહી દે માટે જઇને વીનવો ગોર નરસીંહરામના ઘર તરફ આવતો હતો ત્યાં નરસીંહ રૂપ ભગવાન મળ્યા ગોર કહે મેહેતાજી મારી ભુલ થઇ છે તે માફ કરોને પેલુ કાગળીયુ ફાડી નાંખ્યું ગોર કહે મેહેતાજી દક્ષણા ? હુ તમારો ગોર કહેવાઉ મેહેતા કહે લખીને આપ્યું હતું ત્યાં સુધી ગોર નહોતા ને હુ તમારો યજમાને નહોતો તે વખતમાં શ્રાદ્ધતો થઇ ગયુ હવે કાગળીયુ ફાડી નાંખ્યા પછી તમે ગોર થયા માટે પોહોર શ્રાદ્ધ કરૂતો આવજો. ગોરે કરગરી પડી કહ્યું ભગતજી એમ ના થાય અમે તો તમારી ગાયો. (ભગવાને વિચાર્યું નરસઈયાને આટલા કાલાવાલા કરશે તો મને અધવચથી બોલાવશે) લ્યો ગોર માહારાજ; (દસલાખ સોના મોહોરનો કંઠો પેહેરાવ્યો) ગોર આશીર્વાદ આપતા ઘેર ગયા અને ભગવાન વૈકુઠ જતાં રસ્તામાં બ્રહ્મા શંકર, ઈંદ્ર મળ્યા તેમને લઇ વઈકુઠમાં ગયા

---

## પ્રકરણ ત્રીજું.

## માંડલીક રાજાના દરબારમાં નરસીંહ મહેતાના મામાની ફરીઆદ.

### સાક્ષી—સારંગધરની તે વીષે વાર્તા.

દરબારમાં સંન્યાસીઓને જોઇ માંડળીકે પુછ્યું વારૂ આ

માહાત્માઓને શા માટે તેડી લાવ્યા છો? સારંગધરે કહ્યું, તેમને લાવવાનું પ્રયોજન એટલુંજ કે નરસઇઆને શાસ્ત્રમાંથી એકે અક્ષર આવડતો નથી, જુઠાં ઢોંગ કરે છે. તે ઢોંગની ખાત્રી કરાવા સારૂ, આ મહાત્માઓને અત્રે લાવ્યો છું તેથી તેને બોલાવી શાસ્ત્રના સવાલ જવાબ કરાવવા, તેથી તમારી સંપુરણ ખાત્રી થશે કે નરસઇઓ ભગત નથી, પણ જુઠો ઢોંગી છે.

માંડળીક રાજાને અનંતરાયની પૂરીયાદીથી સારંગધરની સાક્ષીથી નરસિંહ મહેતા ઉપર વહેમ આવ્યો, અને સંન્યાશીઓ તથા તેની પરીક્ષા લેવાના હેતુથી નરસઇઆને બોલાવા એક સીપાઇને મોકલ્યો.

નરસીંહરામ હરી ભજનમાં લાગી રહયો છે, ત્યાં માંડળીકરાજાનું તેડું આવ્યું, અને કહ્યું તમને માંડળીક રાજા હાલને હાલ બોલાવે છે. માંડળીકરાજાના તેડાને માન આપી સાધુ મંડળ તથા સખી મંડળને ભજન ચાલુ રાખવાનું કહી જયરાધા, કૃષ્ણ રાધાના ઉચ્ચાર કરતા નરસીંહરામ માંડળીકની કચેરીમાં આવ્યા.

માંડળીકરાજાએ પુછયું નરસીંહ તારા મામા અનંતરાયની મરજી નહી છતાં તારી મામીને પાણી પાવા શા માટે બોલાવે છે? નરસીંહ કહે, હું કાંઇ તેડવા જતો નથી માંડળીકરાજા કહે પણ તારે એવો નીયમ છે ને! કે

તારી મામી સીવાય ભજનમાં બીજાના હાથનું પાણી નહીં પીવું, નરસીંહરામે કહ્યું હા. નીયમતો છે, પણ ના આવે તો કોઈ તેડવા જતુ નથી. માંડળીકે કહ્યું કાલે તારા મામાએ તેણીને તાળામાં પુર્યાં છતાં તેં કીયા જાદુના જોરથી તેને પાણી પાવા બોલાવી.

નરસીંહરામ કહે હું તો જાદુ બાદુ કાંઇ જાણુતો નથી પણ કાલે તેમને મારી મામીને તાળામાં પુરી હોય તો તો મારો નાથ! મારો ધણી! શામળીઓલાલ! મામી બની પાણી પાઈ ગયો તેમાં સંશય નહી.

માંડળીકે કહ્યું તારાં ફેલ અને ઢોંગ ધતુરાં હવે ચાલવાનાં નથી. જો તારી ભક્તાઇ સાચી હોય તો આ સંન્યાશી મહારાજ ઉભા છે તે જે પુછે તે સવાલના જવાબ આપ! હું આજ સુધી તને સાચો ભગત સમજતો હતો, પણ હવે તારૂં પોગળ જાણ્યું.

નરસીંહરામ કહે પોગળ કાંઇ જાણુતો નથી. વારૂ મહાત્માઓ તમારો સવાલ શું છે તે કહો? આપણે તો કાંઈ ભણ્યા ગણ્યા નથી પણ સવાલ શું છે તે તો જાણીએ સંન્યાશીએ કહ્યું, એમ નાચ્યે કુદે હરી મળતા નથી. વારૂં ખટ શાસ્ત્ર વેદ વિગેરેનો સાર જાણ્યા શીવાય નાચવું કુદવું નકામું છે. જો રામ રામ કહેજ રામ મળતા હોય તો પોપટ આખો દીવસ રામનું નામ ઉચ્ચારે છે તેનેજ મળેને

તેનુંજ કામ થાય, પણ ભગતનો ખોટો ડાળ ધરનાર મુર્ખાં એમ નામ દીધે કાંઇ વળતું નથી. હરી શબ્દનો સાર જાણ્યા વગર બધું નકામું છે; પરમેશ્વર શબ્દનો સાર શું છે તે જાણે છે ? નરસઇરામ કહે ના. સંન્યાશી કહે તો તું આવો જુઠો ઢોગ તજી, રામકીઓની સંગત છોડી, સંન્યાશી થા અને પરમેશ્વર શબ્દનો સાર સમજ; આમ ખાલી નાચી કુદી રામકીઓને આંખ મારવી. એવી દાંભીક ભક્તિ છોડ. અને પ્રભુ ભક્તિનો સાચો સાર શાસ્ત્ર પુરાણ વેદ આદીનો અભ્યાસ કર. નરસીંહરામ કહે મેં તો બધો સાર ગ્રહણ કર્યો છે, તેમાં સારમાં સાર મારા કૃષ્ણ કૃપાળુનું નામ તે શીવાય બીજો કશો સાર જોતોજ નથી. જો જટા વધારે ભગવાન મળતા હોય તો વડનેજ ભગવાન મળે ? હંડ ઝાલે દીનોનાથ મળતા હોય તો આંધળાનેજ મળે, જો ભસ્મ ચોળવાથી ભગવાન મળતા હોય તો ગધેડું રખ્યામાંજ રોજ આળોટે છે, તેનેજ મળે ? જો ઠંડવત્ કરવાથી ભગવાન મળતા હોય તો ભોરીંગ ( સાપ ) ભોય ઉપરજ પેટ ઘસડતો ચાલે છે, તેનેજ મળે. જો વગડામાં રહેવાથીજ ભગવાન મળતા હોય તો વનચર પશુઓનેજ મળે ! જો શીંગી વગાડે ભગવાન મળતા હોય તો એંરા શંખ પુકે છે તેમનેજ મળે. એવા ખાલી ઢોંગ કરે ભગવાન મળતા નથી માટે એ વાત જવા દો, નરસીંહના આવા વાકય સાંભળી

સંન્યાસી મંડળ ઉશ્કેરાયું. અને બધાએ મળી નરસઇયાને પાછો પાડવાનું ધાર્યું. જેને ભગવાન પ્રસન્ન તેના ઉપર કોઇનું ચાલે નહી ભક્તિ કરે તેનો હાથ ભગવાન ઝાલે.

---

## ભજન ૨૨.

### (રાગ કવાલી.)

ગુરૂજી આપ છો મોટા—દાસને જ્ઞાન આપોને
પ્રેમ લક્ષણાતણી ભક્તિ—અમોને જ્ઞાન આપોને
તમે તો દેવ સરખા છો—અમારા કષ્ટ કાપોને
ખુલાસો દાસ પુછે છે—ધીરજથી ધ્યાન આપોને
અમે તો સુગરા થાવા—તમારે શરણે આવ્યાછે
અમારા મનને ઠરવા—મુક્તિનો રસ્તો આપોને,
ગુરૂજી સ્વર્ગમાં જાવા—આપો ગમ જ્ઞાનની ગોળી
રહ્યું અજ્ઞાન અંતરમાં—ઝપાટે નાખજો તોડી
અરે હાથી ઘોડે ચડી—નથી ફરવા તમે જનમ્યા
કરી પધરામણી પૈસા—નથી હરવા તમે જનમ્યા
દગાથી દેવના નામે—ગુજારો આપ લઇ બેઠા
દેવોને ભક્તિ વ્હાલી છે—માયામાં આપ તો પેઠા
ગુરૂ છો આપ જંજાળી—વેરાગી શિષ્યને કરતા

અરે ધન માલ લઇ સૌને—સુખે ભંડારમાં ભરતા
કદી ધનવાન શેઠ આવે—ખુશીથી માન આપો છો
દઇ પરસાદના પડીયા—ઊપરથી પાન આપો છો
ભલુ નહિ આપનુ પ્રભુ—મારૂ કલ્યાણ શું કરશો
ડુબો છો આપ માયામાં—હમોને તારી શું કરશો
ગુરૂજી જો ચડે ગુસ્સો—તો ધન માયાને ત્યાગ કરજો
વીકારો વેગરા મુકી—અંતર દીલ સાફ તો કરજો
તર્યાં છે દાસના દાસો—ભક્ત માળ ભાળોને
વદે છે ભગતી દાસરે—મને રણછોડજી પ્યારોરે

---

# ધુન.

રાધા ક્રીષ્ણ ગોપાલા, ભજ રાધા ક્રીષ્ણ ગોપાલા (૨)
ઘટમાંરે રામ ને ઘટમાંરે સિતા,
એહીમાં ભાગવત ને એહીમાં ગિતા.
એહીમાં દ્રૌપદી એહીમાં પાંડવ,
એહીમાં નવસો નૌવાણું ચીર દીઠા.
ભજ મન રામા ભજ મન સિતા
એહીમાં ભાગવત એહીમાં ગિતા.

સંવત ૧૯૮૬ ના ચૈત્ર સુદ ૧૧ (એકાદશી)

## ભાગ પહેલો સમાપ્ત.

જેશ્રીકૃષ્ણ.

રણછોડરાયની  પ્રેમ આરતી

જય રાધા રમણા, પ્રભુ જય રાધા રમણા;
કુંજબીહારી દયાળુ (૨) જનપાતક હરતા-જય.
શ્રી રણછોડ રાયા, મોહન વનમાળી, પ્રભુ૦
મનમંદીરમાં વસીયા (૨) વસતાં સુખકારી-જય.
ગોવરધન તોળ્યો, ગોકુળને તાળી, પ્રભુ૦
ઇન્દ્રનો ગર્વ ઉતાર્યો (૨) જયજય ગીરીધારી-જય.
કમળનયન શ્રીપતી, પુરૂષોત્તમ પ્યારા, પ્રભુ૦
નટવરનંદ દુલારા (૨) જયજય રઢીયાળા-જય.
શસ્ત્ર ફેણુ રાજે, ત્રીભોવન ત્રીપુરારી, પ્રભુ૦
શ્રી ધારી મોરારી (૨) જય મોરલી વાળા-જય.

શ્રી રણછોડરાયની જય.

---

ભક્ત મહાત્માશ્રી લક્ષ્મીદાસજીના આશ્રમનું ઠેકાણું
મુ. અસાનગર સામે કીનારે
સ્ટે. માલસર. વાયા-મીયાગામ. સીનોર લાઈન.

---

છપાવી પ્રસિદ્ધ કરનારઃ-નાથુભાઈ ડાહ્યાભાઈ પટેલ.
મુ. વાંઝ. પો. સચીન.

છાપનારઃ-ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક,
શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ, સુરત.